

# હિઝ હાઇનેસ સર આગા સુલતાન મહમદશાહ હાજર ઈમામની

પર્મકૃપાની છત્ર છાંયામાં

ધી યંગ ખોજા ઇસ્માઇલીયા કાઠીયાવાડી વોલન્ટીયર્સ મંડળ તરફથી ચાલતી

# ધાર્મિક નાઇટ સ્કુલ

## ના ઇનામી મેલાવડાની કવીતાઓ




ધન વીધ્યા ને ધર્મમાં ઇલમ અતિ ઉત્તમ
તરવા ભવસાગર મહીં ઇલ્મ છે સર્વોત્તમ
તે સીડી દાન ઇલ્મની આ કેલવણી કહેવાય
તેમાં દાજ ધરી દીલે આપી અમને સહાય
તેથી અમો સૌ બાળકો બહુ દઇએ આશીષ
સુખ જશ પામે જગતમાં અર્જ સુણો જગદીશ. R.K.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર

**રહીમ કરીમ**
ઓનરરી સેક્રેટરી,
ધી ય. ખો. ઈ. કા. વોલીન્ટીયર્સ મંડળ
ખારાધર કરાચી.
સને ૧૯૨૪

અલ-વહીદ પ્રિન્ટીંગ પ્રેસ, કરાચી.

# યા અલી મદદ

## પ્રારંભ પ્રાર્થના

રાગ (સુંદર શામળીઆ નામ જંપીશ નીત્ય તારૂં)

નમું નમું નાથ અલી, ચાહું કૃપાજ તમારી,
દયા કરી કાન ધરો વિન્તી વાલજી હમારી......નમું નમું.
કાર્યે સફળ તુજ મહેરથી થાએ
વીણસી વીઘન સર્વ રીતે સુખ થાએ
વળી તુજ નામે ભવસાગર તરાએ........નમું નમું નાથ અલી. ૧
જુગાજુગ વહાલા ધર્યા અવતારો
હરી કષ્ટ સરવે ભગતોને તારો
તેમ નર નકળંક અમને ઉગારો.........નમું નમું નાથ અલી ૨
રાહેનુમાં તુહીં તાત રૂહાની
દીદાર દીઓ શાહ તું રૂહાની
નમી વદું શીશ તુજ ચર્ણોમાં નામી.....નમું નમું નાથ અલી ૩

(રહીમ કરીમ વરતેજી)

## આમંત્રણ ગાયન

પધારો પધારો પધારો સાહેબો પધારો સઉ સાથ વરાણી
આપ પધારી શોભા વધારી અમ મંડપની આજ
અમ બાળક સઉને રાજીજ કીધા (તો) દીધા તે દર્શન આજ પધારો, ૧
ઇમત્યાન લઈ કીધો મેળાવડો પધાર્યા ધરી પ્યાર
ઇમત્યાન મધ્યે ક્ષમા કરશો ભુલ જો હોય લગાર પધારો. ૨
અમો બાલ તમારા દીલડા નાના પુરણ ધરજો પ્યાર
વીદ્યાઅભ્યાસનો કરવા વધારો લેજો અમારી સાર પધારો. ૩
ધાર્મીક નાઇટ સ્કુલ કાઠીઆવાડી મંડલને અમ સાથ
આશીષ આપની હોજો અંતરથી વધીએ દીન ને રાત પધારો. ૪
આપ પધારી કીધા આભારી માનીશું તે ઉપકાર
બેસવાની હવે રજા લઈશું કરીને નમસ્કાર પધારો. ૫

(ઇસ્માઇલ કરીમ સામજી)

## સ્તુતિ

[રાગ ભૈરવી]

નમું હું પ્રેમ ધરીને આજ ટેક.

નકલંકીનો અંશજ ધરતા સુલતાનશાહ મહારાજ
કરૂં છું પ્રેમ થકી સત્કાર નમું હું ૧
લળી લળીને પાએજ લાગું, વંદુ નમાવી શીશ
ઇલ્મ થકી તો આપ જણાઓ કર્તા શ્રી જગદીશ
બનીને રહું છું તમ દાસ નમું હું ૨
આપ હમેશાં સર્વ ગુણી છો, સર્વના સરજણહાર
પાલણ કરતા આ અવનીનુ તમ ધણી રે દાતાર
કર્યો ઉત્પન્ન બધો સંસાર નમુ હું ૩
જમાતખામે જઇ કરીને જપું હું તમને રોજ
જ્ઞાન આરતી દુઆ પડું છું ખરી મળે છે મોજ
તમે છોં અમ તણાં સંરતાજ નમું હું ૪
ઇસ્માઇલી દીન શુભ સોહાએ પાક એ તો પરમાણ
સત્પંથનો ધર્મ સ્થાપી આપ્યુ ભક્તિનુ દાન
કર્યા છે આજ બહુ ઉપકાર નમું હું ૫
સ્કુળના બાળકો અર્જ કરે છે, કરો પુરી અમ આશ
વિદ્યા ને વિવેકજ આપો સુલતાન છો અવિનાશ
અમોને આપો સુબુદ્ધ વિચાર નમું હું ૬

માસ્તર વીસનજી હાજી વલી

## આવકાર ગીત

(રાગ ભુજંગી છંદ)

સહુ બાળકો આજ આવો ઉમંગે
લીઓ હર્ષથી પુષ્પ આ સર્વ સંગે
આવ્યા સહાયકો ગૃહસ્થો ને શેઠીયાઓ
ખરા હૃદયના ભાવે તેને વધાવો. ૧

ફરજનું કરજ જાણીને દાજ ધારી
અપાવી દીની તાલીમો ખુબ ભારી
વીઝીટો ખરી ખંતથી આપ લીધી
રૂડી નેક નસીયત સદા આપ દીધી. ૨

હુકમ શાહ સુલતાનનો દીલધારી
વધારો ઇલ્મ કેળવણી નિત્ય ભારી
તરે આપને બોધસે જીવ બીજા
રૂડા ઇલ્મ જ્ઞાનોના તણાં છે નતીજા. ૩

વદે હર્ષથી દીન મંડળ ઉમંગે
સદગ્રહસ્થો આવ્યા ભલે આ પ્રસંગે
પધારી તમે કાર્ય દીધું દીપાવી
નમી હર્ષથી મેમ્બરો લે વધાવી. ૪

ઉન્નતિ થવા કોમની દાઝ ધારો
દઈસહાયતા ને કર્યા ઉપકારો
પધાર્યા ભલે આજને નિત્ય આવો
નમી બાળકો હર્ષથી સૌ વધાવો. ૫

(રહીમ કરીમ વરતેજી.)

## હાજર ઇમામ પ્રત્યે વિનંતિ

[રાગ—સાહેબા સલુણા નાની]

સુલતાનશાહ ભલે હિન્દમાં પધારો
આવીને કરાચી બધા સંકટો નીવ રો
કરગરી કહે જમાત
આવોને રૂહાની તાત
વીન્તી સુણી વહારે પધારો માબાપ તું
શાંતિ સર્વ સ્થાપવા. ૧

પુર્વે કર્યા વાયદા આવવા અલી તમે
તેથી અહીં આવવાનું ચુકશો ન આ સમે
મુજ પાપ સૌ વીસારજો
દયા સદા વરસાવજો
દરસન દીઓ આવી નાથ નકલંક તું
કહે રૂહાની બાળકો ૨

વખ્ત કળીકાળ મહા વીખેડા વિકટ છે
તેમાં ધરમી પરે પુરેપુરૂ સંકટ છે
તે કાપજો કુબુદ્ધિ પાપ
સર્વને સુબુદ્ધિ આપ

ઝહુર કરો નુર નકલંક જગતતાત તું
તિમીર સર્વે ટાળજો ૩

વ્હાલથી વદે કાઠીઆવાડી વાલીન્ટીયો
આવીને કરાચી અમ સર્વપર કૃપા કરો
વીલાપ સુણો વાલમાં
આવો કરાચી ગામમાં
આપજો ઇમાનની સલામતી ઈમામ તું
હૃદય નહિ ડોલાવશો ૪

(રહીમ કરીમ વરતેજી)

## કેળવણી વીશે ગાયન

(રાગ–અરે શું માનવનો અભીમાન)

વીધ્યા કેળવણીથી સાર જગતમાં કંઇ નથીરે
કોટી દામ કરો સંગાત ઉતરતી તોએ અતીરે ટેક

દામ ખરચે કામ ન આવે વીધ્યા કરે જેહ
સુળી ચઢતા હેઠ ઉતારે દામ ન કરે તેહ
કામનું શું દામ (૨) વીધ્યા. ૧

વીધ્યાથી બહુ બળ હરાવે જે સકળ થાય સંસાર
સંકટ આવતાં સ્હેજે છુટે બીન હથીયારે હથીયાર
એક વીધ્યાને કાજ (૨) વીધ્યા ૨

દામ દેતા હરી ન રીજે રીજે જે સત પરમાણ
લક્ષ આપતાં ધર્મમાંહે તો થાએ ઉતમ કામ
ઉતરીએ ભવ પાર (૨) વીધ્યા ૩

દીન થતાં ખુબ ધંધો કીધો પેટ પુરણ ને કામ
વીધ્યાનું કાંઇ મુળ ન જાણે જાણે શું છે કામ
દીન ગુમાવે કાંય (૨) વીધ્યા. ૪

બીન કારણ બાર રઝડે બાળ ન મેલે સ્કુલ
પાઇ પાકીટથી કાંઈ ન દેવી તો પણ કરવી ભુલ
શું કરશે સ્કુલ (૨) વીધ્યા. ૫

રીઝર્વડ ફંડ ફ્રી ચાલતા લાભ ન લેવે જેહ
મીષ્ટાન્ન મેવા સામે ધરતા મુખ ન ધરે તેહ
એ શું કરમની કહાણ (૨) વીધ્યા. ૬

## સાખી.

વીધ્યા વીણ સંસારમાં હો સુખ પણ દુખરૂપ છે
વીધ્યાઇ નર સંસારમાં સર્વદા તેને સુખ છે
વીણ લક્ષમી વીધ્યા થકી લેવે પદવી સર્વથી
વીધ્યા વીણું તે શું કરે ભલે હોય બહુ લક્ષાપતી
વીધ્યા સર્વથી શ્રેષ્ટ છે વીધ્યા સમ નહિ અન્ય છે
મસ્ત મુર્ખ ખાઇ સુવે બસ કહે તે ધન્ય છે.
વીધ્યામહી આનંદને સુખ સર્વ તે મહીં ધારવો
સુગ્ન જને સમજી કરી અભ્યાસને વધારવો.

(ઇસ્માઇલ કરીમ સામજી)

## પુષ્પોની માળા

(રાગ—કવાલી)

સખી ગૃહસ્થ શેઠ બંદાઅલી અમારી પુષ્પોની માળા
ગરીબોની નજીવી છે કબુલો પુષ્પોની માળા ૧

હીરા માણેકની સાથે ગુથી સર પાંચની માળા
ઘટીત છે લાખ રૂપીઆની કબુલો પુષ્પોની માળા ૨

ગુંથાતી તેજ તીથીથી લીધી વીઝીટ જે દીનથી
અમારી અર્જ તે દીનથી કબુલો પુષ્પોની માળા ૩

સખાવતો કરી જ્યાં જ્યાં તમોએ લાખ લાખોની
અમારી ભેટ જાણીને કબુલો પુષ્પોની માળા ૪

ધરીને હસ્તમાં માળા વદે મંડળ સઉ ઇસ્માઇલ સાથ
અમારા પ્રેમની ગુંથેલ પહેરો પુષ્પોની માળા ૫

(ઇસ્માઇલ કરીમ સામજી)

## [illegible] ગીત

(રાગ કલ્યાણ)

શ્રીમંત સહાયકો કોમી હીતચાહકો
આવ્યા ભલે કૃપા કરી દીપાવવા તકો
અમ બાળકો પરે કૃપા ઘણી કરી
વળી દયા કરી સદા પધારજો ફરી.
    જેમ આજે શુભ પ્રસંગે
        આવ્યા આણી પ્રેમ
    એ રીતે સૌ અન્ય પ્રસંગે
        પધારશોજી તેમ
બાળકો સહુ ખુશ ખુશ થયા બધા
આશીષ દે ઉમંગથી સુખી રહો સદા
કરજોડીને અમો વદીએજ ચર્ણમાં
હો ભુલ ચુક ખામ ખોડ તો દીઓ ક્ષમા
    વળી નમીને આશીષ દીએ છે
        નાના મોટા બાળ
    દીન દીન ચડતી થજો કોમની
        રીઝે દીન દયાળ.
કરજોડીને વદે વાલીન્ટીયરો આ વખ્ત
ખરા ઉમંગના ભાવથી છે યાચલી મદદ.

(રહીમ કરીમ વરતેજી)

આવજો આવજો આવજોરે
    ડેપ્યુટેશન શાહને તેડી લાવજો
 ફુલોના હાર તાડી વોલન્ટીયર્સ સાથે
    એવા માન સહીત સધારજોરે...ડેપ્યુટેશન.
કરગરી બહુ વીનતી કરીને
    અલી ઈમામને રીઝાવજોરે...ડેપ્યુટેશન
મુબારકી સાથે પધરામણીનો
    રૂડો પ્રોગ્રામ કરી મોકલાવજોરે...ડેપ્યુટેશન.

## વીદ્યાં ઇલ્મ મહીમ

(દોહરા)

પારસમંણી ચીંતામણી સર્વોતમ કહેવાય
તેથી દીન ઇલ્મ વધે મુક્તિફળ પમાય. ૧
લોહું કંચન થાય છે પારસ કેરે સંગ
તેમ ઇલ્મને દીપકે પ્રામે ભક્તિ રંગ ૨
અધમ જન્મ થકી પ્રામે સાર વિવેક
દુઃખમાં ધીર દીએ ઘણી પ્રામે જસ અનેક ૩
ધન વીધ્યા ને જન્મમાં ઇલમ અતિ ઉત્તમ
તરવા ભવસાગર મહીં ઇલ્મ છે સર્વોત્તમ ૪
તે સાદી દીન ઇલ્મની આ કેલવણી કહેવાય
તેમાં દાઝ ધરી દીલે આપી અમને નહાય ૫
તેથી અમો સૌ બાળકો બહુ દઇએ આશીષ
સુખજશ પ્રામે જગતમાં અર્જ સુણો જગદીશ. ૬
રહેબર સર સુલતાનશાહ કેલવણી ના માબાપ
કહે ઇલ્મ વીધ્યા શીખવવા તે ભુલો નાહ આપ. ૭

(રહીમ કરીમ વરતેજી)

## સર્વ પ્રત્યે માફી

અગર અમો સેવક સહુ વદીએ સૌ કરજોડ
**રહીમ** ક્ષમા ચાહે અતિ જો હોય ખામીખોડ.



Printed by Shaikh Abdulmajid Lilaram at the Al wahid Press
McLeod Road, Karachi.